॥ ॐ शिवा अंबाय नमः ॥

શ્રી આદ્ય શ્રાવણી નાગરી સંઘનો

# શ્રી અંબાજીમાતાનો ગરબો.

Reg. No. 117

મણકો ૧૩

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.

શ્રી સ્વધર્મ સેવક મંડળ તરફથી

સંઘવી કનૈયાલાલ કૃષ્ણજી—ખંભાત.

આવૃત્તિ ૧ લી.—પ્રત ૫૦૦. સં. ૧૯૭૭ શ્રાવણ સુદ ૩

શા. પોપટલાલ અમથાભાઈએ શ્રી જૈન વિદ્યાવિજય પ્રેસમાં છાપ્યા. ઠે. રીચીરોડના પુલ નીચે નં. ૧૧૬ અમદાવાદ

નોછાવર ૭ પાઇ.

નોછાવરની ભેટ ખર્ચ બાદ કરતાં રાયપુર શ્રીઅંબાજી માતામાં શ્રી આરાસુર અંબાજીમાં તથા વડનગર શ્રી હાટકેશ્વરના ધાર્મીક કાર્યમાં વાપરવામાં આવશે. આ પુસ્તક દરેક શંઘમાં ટેલબટ મણીલાલ રાજારામને નોછાવર આપવાથી મળી શકશે.

# શ્રી સ્વધર્મ સેવકમંડળ અમદાવાદ ૧૯૭૬ નું સરવૈયું.



૪૨—૪—૦ શ્રીઅમદાવાદ રાયપુર હવેલીનીપોળ અંબાજીમાતા થાળ ભંડારા વીગેરે મદદના સહાયકો ને મેમ્બરો ખાતે

૩૦—૬—૦ દીપમાળ ખાતે અમદાવાદ આરાસુર ને વડનગર ખાતે.

૫૭—૪—૦ પરચુરણ ખાતાના

૩—૮—૦ મંગળ દીવા ખાતેના

૨૫—૪—૦ શ્રી વડનગર શ્રી હાટકેશ્વર મંદીર થાળ ભંડારા વીગેરે ખાતે

૧૫૮—૧૦—૦

૩૦—૧—૦ સહાયક મદદગારો ને મેમ્બરોની મદદ નહી આવી શકવાથી મોઘવારીનાપ્રસંગે નીયમ મુજબ ખર્ચ થએલા તેના

૨—૧—૩ ટપાલ ખરચ ખાતે

૩-૧૦-૦ શ્રાવણ વદી ૧૧ શ્રાવણ [illegible]મરી સંઘનો વીદાયગીરીના ઓછવ ખાતે.

૫૭—૫—૬ શ્રી અમદાવાદ અંબાજી માતાના થાળ ભંડારા ખાતે

૪૧—૪—૦ પરચુરણ ખરચ ખાતે અમદાવાદ આરાસુર ને વડનગર

૨૧—૮—૦ દીપમાળ ખાતે અમદાવાદ આરાસુર ને વડનગર

૩૮—૮—૦ શ્રી આરાસુર અંબાજી ખાતેના નવચંડી—થાળ વીગેરેના

૫—૦—૦ સંઘવી શંકરલાલ ડાહ્યાભાઇને મંગળ દીવા મદદ ખાતે

મુજબના કાયમ સેક્રેટરી ડાભાભાઇના
ઉછીતા લીધા તે પાછા આપવાના

---

૧૮૮-૧૧-૦

અંકે એકસો અઠયાસી અગીયાર આના
ને સુન પાઇ પુરા

આ હીસાબ ચોપડા મુજબ બરાબર છે.

દી. ગોવીંદલાલ નાનાલાલ
ઓડીટર.

૮-૫-૦ શ્રી વડનગર શ્રી હાટકેશ્વર મહાદેવના
થાળ ભંડારા ખાતેના

૧૧-૧-૩ શ્રી વડનગર શ્રીહાટકેશ્વર મહાદેવના
શણુમારદર્શન તથા લઘુરૂદ્ર ખાતેના

---

૧૮૮-૧૧-૦

અંકે એકસો અઠયાસી રૂપીઆ અગીયાર
આના ને સુન પાઇ પુરા.

સંઘવી કનૈયાલાલ કૃષ્ણજી.
સેક્રેટરી.

શ્યામરાવ રતનલાલ.
જોઈન્ટ સેક્રેટરી.

# શ્રી દાંતા દરબારની સમસ્ત નાગરો પ્રત્યે ખાસ ઉદારતા.

---

શ્રાવણ વદી ૧૪ ના આદ્ય નાગરી શંઘમાં આવનારાં નાગરી કુટુંબનું દાણુ હરનીશનું માફ કર્યું છે. તો આશા છે કે દરેક નાગર કુટુંબ આ પોતાના શંઘમાં પોતાના ઈષ્ટ માતા-પીતાના દર્શનનો અલભ્ય લાભ લેવા પધારશે. એવી આશા છે.

---

તા. ક.—શ્રાવણ વદી ૧૪ નો શ્રી આદ્ય નાગરી શંઘજ શ્રી વડનગર શ્રી હાટકેશ્વર જાય છે. આ અમુલ્ય લાભ બીજા કોઈ શંઘમાં મળતો નથી. માટે નાગર સમસ્તને પધારવા વીનંતી છે.

લી. શંઘવી.



## શ્રી આદ્ય શ્રાવણી નાગરી સંઘનો

# શ્રી અંબાજી માતાનો ગરબો.

---

( રાગ પુનમચાંદનીનો. )

ચાલો શ્રાવણ માસે સંઘ નાગરનો જાય છે રે,
જ્યાં બીરાજે છે શ્રી જગજનુની અંબાય,
ચાલો દરસન પુજા કરી અંબા આરાધીએરે.

સાખી.

રાજ્ય નગર રળીયામણુ, ત્યાં નાગરનો વાસ;
ઇષ્ટ માત છે અંબીકા, શ્રી હાટકેશ્વર કૈલાસ.
તેતો રાયપરમાં પોળ હવેલી પાસ છે રે
દરસન માત પીતાનાં નાગરો કરે ત્યાંય—ચાલો 1

સાખી.

શ્રાવણ વદી અગીઆરસે, પોળ હવેલી પાસ,
સ્વધર્મ સેવકમંડળ ઉજવે, ઉત્સવ થાળ* અતી ઉલ્લાસ.

---

* શ્રી સ્વધર્મ સેવક મંડળ તરફથી શ્રાવણ આદ્ય નાગરી સંઘની વિદાયગીરીનો ઉત્સવ હરસાલ શ્રાવણ વદી ૧૧ સાયંકાળે

ત્હેને જોતાં પહેલાં અંબે માત નીહાળજોરે,
જે સુખદાતાને આનંદ અતી દેનાર. ચાલોહર ૨

સાખી.

રાજ્યનગરની અંબીકા, આશીશ દે તે વાર,
પછી સંઘ સાથે જવા, સરવે થાય તૈયાર.
સુંદીર રાજ્ય નગરના સંઘવી શંકરલાલ છેરે,
સાથે [1]હુવન પુજાપો લેઈ માધવલાલ જાય. ચાલો. ૩

સાખી.

જાદવલાલ પેટલાદના સંઘવી, જે કહેવાય,
ચંદ્રમણી સુત તેમના, આવે છે સઉ ત્યાંય.

---

ઉજવે છે ને તે નીમીતની શ્રી માતાજીની થાળ ભંડારો બારશે કરે છે. તે ધાર્મીક કાર્યમાં હરસાલના સહાયકોઃ—રાજેશ્રી સ્વ. નંદરાય મહેતા તરફથી રાજેશ્રી મણીભાઈ ત્થા વસંતરાય ગોપાળરાય રૂ. ૧૦) તેમજ અન્ય નાગરો ત્થા વૈદીક નાગરો થાળ ભંડારા મદદ મોકલાવે છે. તેઓને શ્રી સ્વધર્મ સેવક મંડળ તરફથી વાસ્તવીક પહોચ મોકલાય છે.

૧ આ હુવન પુજાપો તેમજ છોટાભાઇ બાપાભાઇના માડમાં અમદાવાદની સમસ્ત નાગરી ન્યાત તરફથી શંઘવી શંકરલાલ મંગળ દીવો સ્થાપન કરે છે તેનો પુજાપો અસલથી ઝા. ગીરજાશંકર વરજભુખણ તરફથી આવતો તે મુજબ તેમના ચી. ઝા. ભવાનીશંકર ગીરજાશંકર દરસાલ મોકલાવે છે.

આવે સીનોરના જમનાસંકર બહુ પ્રેમથીરે
વડોદરા મંડળી સાથે આવે બંસીલાલ ચાલો. ૪

સાખી.

નડીયાદ કેરા સંઘવી રંકનાથ કહેવાય,
રાજયનગર ભેગા થઇ, સંઘ લેઈ સઉ જાય.
શ્રાવણ વદ તેરસે સંઘ તે સઘળો જાય છે રે,
ઉતરે આગગાડીથી આબુરોડ (ખરેડી) છેજયાંય. ચાલો. ૫

સાખી.

શ્રાવણ વદ ચઉદસ દીને, સંઘ અંબાજી જાય,
*સીરોઇ હદની (પાસ) ટીકટો, લેઇને પંથ પળાય.
જાતાં સંઘ તે સઘળો નરીઓ મધ્યે નાહ્યછે રે,
મુખે અંબાના ગુણ ગાતા સરવે જાય. ચાલો. ૬

સાખી.

આરાસુર આનંદથી, સંઘ તે પોંહોચી જાય,
દરવાજે છ જાતના, નાગર નામ નોંધાય.
ભવાનધઢ દાંતા દરબાર તણી આજ્ઞા થકીરે,
છ નાગર કુટુંબના દાણની માફી થાય. ચાલો. ૭

---

*મહારાણા શીરોઇ દરબારે પણ માજીસ્ટ્રેટ સાહેબ જેશંકર ભાઈના વખતથી શ્રીસ્વધર્મ સેવક મંડળની સોળ ( ૧૬ ) પાસ શીકાની માફી હમેશ કરેલી છે. તે મુજબ દરસાલ પાસ શીકા મળે છે તેથી સમસ્ત મંડળ મહારાણા શ્રીનો આભાર માને છે.

### સાખી.

ભવાનઘટ દાંતા તણા મ્હારાણાની મેહેર,
દાણ માફથી નાગરો કરેછે લીલા લેહેર.
અનાદીકાળ થકી નાગરનું દાણ તો માફછેરે
જ્યાં ઇષ્ટદેવી નાગરના વસ્યાં અંબાય. ચાલો. ૮

### સાખી.

પછી ત્યાંથી સઉ નાગરો જઇ નમે અંબાને પાય,
નીજ નીજ મ્હાડમાં ઉતરે, આનંદ અંગ નામાય.
તેહી [2]મંગળ દીવો કરવા (સૌ) સંઘવી જાયછેરે,
સંઘવી ચંદ્રમણી શંકરલાલ (રંકનાથ) કહેવાય. ચાલો. ૯

### સાખી.

જ્યોતો અંબા માતની, ઝળહળ ઝળકે ત્યાંય,
તેમાંથી મંગળ દીવો, કરી નીજ મ્હાડમાં જાય.

---

૨ મંગળ દીવાના હરનીશના સહાયકો અમદાવાદના રર. રાવબહાદુર ત્રંબકરાવ વજરાય રૂ. ૧) સ્વ. રાવબહાદુર શંભુપ્રસાદ લક્ષ્મીપ્રસાદ રૂ. ૧) સરદાર જયન્દ્રરાવ બાબારાવ રૂ. ૧) રા. રા. મોહનલાલ હરીલાલ પંડયા રૂ. ૦ાા રા. રા. સદાશંકર પ્રભાશંકર રૂ. ૧) સંઘવી શંકરલાલ ડાભાભાઇ રૂ. ૧) તેમજ પ્રથમ શ્રી અંબાજી જાત્રાએ આવનાર વૈદીક નાગરનાનો રૂ. ૦ા તથા નાગર ગૃહસ્થનો રૂ. ૦ાા તેમજ હરવરસે ઓજાતનો રૂ. ૦ા લેવા અસલથી પરનાલીકાનો ચાલતો રીવાજ છે. આ અમદાવાદી મંગળદીવાનો વહીવટ તથા હીસાબ સંઘવી શંકરલાલ રાખે છે.

પ્રગટે મંગળ દીવા સરવે સંઘવી મ્હાડમાંરે
ઝગમગ ઝળકે જ્યોત્યો જુગતંબાની ત્યાંય. ચાલો. ૧૧

સાખી.

[3]હવન કરે તે દીવસે, અંબા સ્હામે જાણ,
સંઘવી અમદાવાદના, કરતા શાસ્ત્ર પ્રમાણ,
હવનની સામગ્રી અમદાવાદી લાવેછે રે,
કરતા વેદ મંત્રથી સ્વાહા ત્યાં બોલાય. ચાલો. ૧૧

સાખી.

વેદ મંત્ર ઉચ્ચારવા, બ્રાહ્મણ ભેગા થાય,
હવનમાં ખીર ચુંદડી, શ્રીફળ બહુ હોમાય,
પુર્ણાહુતી સમયે સંઘના લોક ભરાય છે રે,
દરસન કરતાં બોલે જય જય શ્રી અંબાય ચાલો. ૧૨

સાખી.

બીજે દીન અમાસે તો વધામણ દેવા જાય,
નડીયાદ કેરા સંઘવી રંકનાથ તે ત્યાંય;
તે લેઈ ધજા પુજાપો સંઘની સાથે જાયછે રે,
(ટેલબટ) મણીલાલની ટેલે સંઘ વકતબે ભેગા થાય ચાલો. ૧૩

---

(૩) આધ નાગરી સંઘનો હવન કરવા બેસવા અસલથી અમદાવાદનો હોવાથી તે હવનનું ધાર્મિક કાર્ય સંઘવી શંકરલાલ પ્રભાભાઇ કરે છે. તેઓને તમામ સંઘવી મદદ કરે છે.

## સાખી.

બજા શેપી ત્યાં ભાણુજો, વીગેરે ગીત ગવાય,
ભાંગની રમત થયા પછી, ભીલ ભીલડી ભજવાય,
ત્યાંથી ગાતાં બજાતાં વધામણું લઈ જાયછે રે,
માના મંડપે જઈ જય અંબા ઉચરાય. ચાલો. ૧૪

## સાખી.

શ્રાવણ વદ અમાસે તો બ્રાહ્મણ પુજે અંબાય,
તે રાતે સ્વાંગ ગણુપતી તણો, અમદાવાદીનો થાય,
બીજા સ્વાંગો સઘળા વડોદરા મંડળી કરેરે,
અંબા સ્હામે ત્યાંતો ભવાઈ ભલેરી થાય. ચાલો. ૧૫

## સાખી.

નવીન શોભીતા સ્વાંગતો, નડીયાદી કરે ત્યાંય,
પતાઇ રાજાનો સ્વાંગ તો, જોઇને સઉ હરખાય,
કાળીકા થઇ આવે સુળજીભાઇ ચાચર માહાલતારે
બરણુમાના ચુનીલાલ બારોટ થઇ વખાણુાય. ચાલો.૧૬

## સાખી.

ખંભાતના સંઘવી કરે, રૂડો કનઇયાલાલ;
પેટલાદના [વડોદરા] મદદ કરે, દીસે ઝાકઝમાલ.
એવા ચાચરમાં સઉ સંઘતો ભેગો થાયછેરે,
તલપુર માગ રહે નહી બેસવાની જગાય. ચાલો. ૧૭

## સાખી.

ઉત્તર સંભુ સુત છે, દક્ષીણે વારાહી માત,
મ્હાંમા સીવજી ત્યાં વસે, અખીલ વીશ્વના તાત.
પાસે ચાચરમાં નરનારી ગરબા ગાયછેરે,
માના દેહેરા પાસે નાગરના છે મ્હાડ.[4] ચાલો. ૧૮

## સાખી.

પુજા કરવા જાય છે, નાગરો અંબા પાસ;
તે સમયે ભટજી નહી, સંઘવીઓ રહે મા પાસ.
અનાદી કાળ થકી હુકમ એવો અંબાતણોરે,
નીજ છોરૂપર રાખે અંબે મેયા વહાલ. ચાલો. ૧૯

## સાખી.

પુજે કુમકુમ અક્ષતે, ચંદન અબીલ ગુલાલ;
અત્તર અરપે ધુપ કરી, ચઢાવે પુષ્પની માળ.

---

(૪) શ્રી આરાસુર શ્રી અંબાજી માતાના ચાચર ચોકમાં અમદાવાદી વડનગર નાગરોના બારે અસલથી બંધાવેલાં છે તેમાં જાત્રાએ આવનાર નાગર કુટુંબ પોતપોતાના ગામોના માડોમાં ઉતરે છે. તે જેવા કેઃ—(૧) દાર્થોતરો રાજેશ્રી બાપુભાઇ શીવપ્રસાદનો માડ (૨) વૈદીક નાગર. તાપીશંકરની બંગલી. (૩) રાજેશ્રી સારાભાઈ બાપાભાઇનો માડ. (૪) રાજેશ્રી છોટાભાઇ બાપાભાઇનો માડ. (૫) રાજેશ્રી બાપુભાઇ દયાશંકરનો ઓરડો તેમજ પેટલાદી સમસ્ત નાગરી ન્યાતનો માડ વીગેરે વીગેરે નાગરોના નાગરી માડો છે.

પછી થાળ[૫] ધરાવે સહુ સરવે ભણીરે,
કરતા આરતી સઉને આનંદ અંગ ન માય. ચાલો. ૨૦

સાખી.

વાવકલોદર ને વળી, ભઇરવ ખેચર ત્યાંય;
ખોડીયાર અજાઇ માત છે, માનસરોવર ન્હાય.
સરવે કોટેશ્વર ગબ્બર જઇ આવે પ્રેમથીરે,
સરસ્વતીમાં નાહીને આવે આરાસુર માંહ્ય. ચાલો. ૨૧

સાખી.

અંબાની ઇછા લગી, સંઘ રહે આરાસુર માંહ્ય;
પંચ તીરથી કર્યા પછી, ખરેડીએ સંઘ જાય.
તેહી નાગર એકલા ખરેડી મધ્યે રહેરે,
બીજા સંઘના લોકો સરવે વેરાઈ જાય. ચાલો. ૨૨

સાખી.

ખરેડી રહેલા નાગરો, થાળી ભંડારો કરી ખાય;
ખર્ચ આપે કાલોલના, દેસાઇ કુવરજી ત્યાંય.
ત્યાંથી વડનગર સઘળા નાગરો જાયછેરે,
જ્યાં વસ્યા ઈષ્ટ પીતા નાગરના શ્રીહાટકેશ. ચાલો. ૨૩

---

૫ શ્રી આરાસુર અંબાજી માતામાં થાળ સમસ્ત વડનગરા નાગરોનીજ આદ્ય શ્રાવણી નાગરી શંખમાં ધરાવાય છે અને આરતી ઉતારવાનો અસલની પરનાલીકાનો રીવાજ અમદાવાદીનો છે તેથી તે સમસ્ત તરફથી સંઘવી શંકરલાલ તેમજ બીજા તે ધાર્મિક કામ કરી આરતી ઉતારવાનો લાભ લેછે.

સાખી.

શ્રી હાટકેશ દાદાજીને, ઉમયા માતા ત્યાંય,
સણુધાર સજેછે તે દીને, દરસન કરી સુખીઆ થાય.
તેદી સ્વધર્મ સેવક મંડળની થાળ(૬) ભંડારો થાયછેરે
પુજા કરી જમીને દીપમાળ પ્રગટાય. ચાલો. ૨૪

સાખી.

સેવક ગુણવંત ગુજરાતના, આવે ધરી ઉમંગ;
ધનસુખરામ સુત ડાહ્યાભાઈ, ગોવીંદલાલની સંગ.
વડનગરા વૈદીક નાગરથી એ ઓળખાયછેરે,
સાથે કસ્તુરરાય ધનસંકર આદીતરામ હોય. ચાલો. ૨૫

સાખી.

ગરબો નાગરી સંઘનો, જે નર નારી ગાય;

---

(૬) શ્રી વડનગર ઈષ્ટ પીતા શ્રી હાટકેશ્વર થાળ મદદના હરનીસના સહાયક. અમદાવાદના રા. રા. જયન્દ્રરાવ ભગવાનલાલ રૂ. ૧૦) તેમજ અન્ય નાગરો તથા વૈદીક નાગરો થાળ મદદ શ્રાવણ આઠ નાગરી શંઘમાં શ્રી સ્વધર્મ સેવક મંડળ મારફત મોકલાવે છે. તે મંડળના સભાસદો શ્રી દાદાના શણુધાર દર્શનનો તેમજ દીપમાળનો અલભ્ય લાભ શ્રાવણ આઠ નાગરીશંઘને આપેછે.

☞ શ્રી સ્વધર્મ સેવકની વીશેષ માહીતી તેમના જોઇન્ટ સેક્રેટરી શ્યામરાવ રતનલાલને લખવાથી યા રૂબરૂ મળવાથી મળશે.

લી. શંઘની—હ. કુ.

આનંદ અંબા આપસે, કરસે સાહ્ય સહાય.
સ્વધર્મ સેવક મંડળીના રચવા થકીરે,
કીધો યથામતી તે અંબા કરજો સ્વીકાર. ચાલો. ૨૬

સાખી.

સંવત ઓગણી સીતોતેરે, શ્રાવણ સોમવાર;
વદી અગીઆરશે ઉત્સવ દીને, ગરબો થયો તૈયાર.
માણેકલાલ લલ્લુભાઈ ગરબો સુધારી ગુણ ગાયછેરે,
નાગર સાઠોદરા છે નડીયાદ મધ્યે વાસ. ચાલો. ૨૭

---

# નાગર સમસ્તના ઇષ્ટદેવ શ્રી હાટકેશ્વર તથા માતાજીની આરતી.

( ૧ )

જે શિવ હાટકેશા, જે શિવ હાટકેશા;
વિરંચિ વેરંચિ ( ૨ ) વન્દો વિશ્વેશા. જે શિવ. ૧
સ્કંદસ્કન્દ પુરાણે, તૃતિયા પરિચ્છેદે (૨);
પ્રગટ પ્રમાણ રહસ્યો (૨), જ્યોતિર્લિંગ ભેદે. જે શિવ. ૨
આનન્દે, ચમત્કારે, નગરે, વૃદ્ધાખ્યે, (૨);
પાતાળે શુભ દેશે ( ૨ ), લિંગે સ્વર્ણાખ્યે. જે શિવ. ૩
શિરઃ કંઠે બાહુ, હૃદયે ધર સર્પા, ( ૨ );
અર્ધાંગે જગદમ્બા (૨ ) દુષ્ટ હરણ દર્પા જે શિવ. ૪

શુદ્ધ સ્વરૂપ અનૂપ, નિર્વિકારે ( ૨ );
ભક્તે હૃદય પ્રકાશે, મહાપુરૂષાકારે. જે શિવ. ૫
એક દ્વિત્રિ પંચ, આનન કર નેત્રે ( ૨ );
શિવશક્તિરૂપ દેવ્યા ( ૨ ) વ્યાપિક બહુ ક્ષેત્રે. જે શિવ. ૬
ચંદનબિલ્વાક્ષતાદિ, અર્ચે પ્રદ મુક્તિ ( ૨ );
માંગસવાહન આયુધ ( ૨ ), સાયુજ પદ મુક્તિ. જે શિવ. ૭
ચંદ્ર અર્ધ ધૃત ભાલે, વિભૂતિ તન છાજે (૨);
યજ્ઞોપવિત માલા [ ૨ ) મૃગછાલા રાજે. જે શિવ. ૮
સહસ્ત્રાનન ચતુરાનન, તાલ મૃદંગ વાચે (૨);
શિવ સુખકર*દ્વિજષટને (૨) નાગર ગુણ ગાયે. જે શિવ. ૯

( ૨ )

જે અંબે આઈ, જે અંબે આઈ;
ઉત્તમ-અમ્બર અંગે (૨), ધાર્યા સુખદાઇ. જે અંબે. ૧
તું માતા તું ત્રાતા, તું ભગિનિભાઈ (૨);
સુરિનર મુનિ આરાધે (૨), ગુણે તારા ગાઈ. જે અંબે. ૨
ચંડ મુંડને ચૂર્યા, ધીરજથી ધાઈ (૨);
સુરનાં [illegible] સિધ્યાં (૨), શસ્ત્ર ભલાં સાહિ. જે અંબે. ૩
શંકર તુજને સેવે, હૈડે હરખાઈ (૨);
તમે રહ્યાં અર્ધાંગે (૨) હે ! ગિરિની બાઇ. જે અંબે. ૪

---

* ૭ જાતના નાગરો તથા નાગરવર્ણાદિ સમસ્ત સમજવા આ ચિન્હો મુકેલાં છે.

ચતુર-વદનથી બ્રહ્મા, ગુણ ગાવે તારા (૨);
વનમાળિ મનમોહન ( ૨ ) મોરલિમાં સારા. જે અંબે. ૫

જગ્ન જાગ જપ તપથી, દુર્લભ તુજ દર્શન (૨);
આરતિ પૂજન કરતાં (૨) સંહજે થાઓ પ્રસન્ન. જે અંબે ૬

વિનવે નાગર જ્ઞાતિ, કરસમ્પુટ કરિને ( ૨ );
પ્રસન્ન થાઓ માજી (૨), દયા દિલે ધરિને. જે અંબે. ૭

અંબામાની આરતિ, ભાવ સહિત ગાશે (૨);
ભણે શિવાનંદ સ્વામિ (૨), સુખ સંપત થાશે. જે અંબે. ૮

સદૈવ શ્રાવણ માસે, મહાપૂજા થાયે ( ૨ );
અંબેમાની આરતિ ( ૨ ), સૌ સાથે ગાયે. જે અંબે૦ ૯

મોતિડે વધાવિ, મંગળ ગીતગાઈએ; (૨)
અંબા માને પુજી, (૨) હૃદયે સ્થિર થઈએ. જે અંબે. ૧

તાલ મૃદંગ ને વિણા, નોબત ઘંટ ગાજે, (૨)
હિરા હેમ જડેલા, (૨) અંબા માને છાજે. જે અંબા.

આરતિ અંબા માની, ષટ નાગર કરશે; ( ૨ )
ઉદ્દો ઉદ્દો મા કરીને, સાયુજ પદ ધરશે જે અંબા. ૧

